# નાટક પાત્ર.



હુસેન.................... એક દુકાનદાર બોહરો.

જમાલ .................. તેનો ચાકર.

ગમનો .................. તેલવાળો મારવાડી.

કાજી.................... ગામનો કાજી.

કડવીબાઇ ............ કોઇ વાશ્વવાળુ બાઇ.

વિજયસીંહ .......... વિજયનગરનો રાજા.

છોટાલાલ ............ તેનો કારભારી.

લંગડો ................... કોઇ માણુસ.

માણેકજી ............... ધનસાહાબાહનો મેજીસ્તરેત.



મલેકમ.

# માણેકજી મેજીસ્તરેત.

યાને

એક લાખ રૂપીઆની અકલનું રમુજી નાટક.

---

## અંક ૧લો—પડદો ૧ લો.

---

### હુસેન ખાટકીની દુકાન.

હુસેન—અલ્યા જમાલ ? ગઇ કાલે કોણ જાણે કેવું કંજુસ ઘરાક દુકાન પર પ્રથમ ચઢયું હશે કે જેથી ખરેખર વકરો પણ થયલો જણાતો નથી. આઠ વાગવા આવ્યા છે, માટે પઇસા મોજ એટલે હું ગઇ કાલનું નામું માંડી વાલું અને તું જલદીથી ઘેર જઇ ખાવાનું લઇ આવ.

જમાલ—પઇસા મેં મોજી વાલ્યા છે. જુઓ, આ થેલી અહીંઆ મુકીને જાઉં છું. તેમાં પંદર રૂપીઆ રોકડા અને સવા છ રૂપીઆના પઇસા છે.

(જમાલ જાય છે અને તેલવાલો આવે છે)

હુસેન—અલ્યા, તું એક દહાડો આવે છે અને બે દહાડા નથી આવતો તેનું કારણ શું ? ચલ, જા તારું તેલ ' નથી. ...નાથી ધારીશું.

**ગમનો તેલવાલો**—નહીં રે બાપજી! એમ શું કહો છો. હવે રોજ આવતો જઇશ પછી છે કંઇ? હશે, વાસણ લાવો તેલ નાંખીને જલદીથી જતો રહું. મારે હજુ ઘણા ઘરાકોને તેલ આપવા જવું છે.

**હુસેન**—લે આ વાસણ; તેલ બરોબર ભરજે.

(પેલો તેલ ભરેછે એટલામાં બે ચાર દુકાનને આંતરે હુસેનના ભાઇની દુકાને મારામારી થવાથી હુસેન હુસેન એવી બુમ પડી તે સાંભલીને.)

**હુસેન**—ચાલરે ભાઇ! જલદી તેલ આપ. મારે જવું જોઇએ.

(એમ કહીને ચાલવાનું કરેછે.

**ગમનો**—ઠીક ઉભા રહો, જુવો, તેલ નાંખી રહયો. હું જાઉં છું—જા-ઊં-છું.

**હુસેન**—ઠીક, જા. (એટલામાં ફરી તેના ભાઇએ બુમ મારી "હુસેન, હુસેન મને મારી નાંખ્યો" આ સાંભલી દુકાન છોડી હુસેન એકદમ નાઠો.)

**ગમનો**—(એકલો) હું લાગજ જોતો હતો કે જરાબી તક મલે કે તુરત કામ કાઢી લઊં. ચાલ, જીવ હાઃ; આપણું તો કામ થઇ ગયું.

(પેલી પૈસાની થેલી ઉપાડીને ચાલતો થાયછે.)

**હુસેન**—(થોડીવારે આવીને ગભરાટમાં) હાય હાય રે. સત્યા નાશ વલી ગયું! પેલી પઇસાની થેલી કયાં? ખચીત, તેલવાલો લઇગયો

'હમ તેલવાલાની પછવાડે દોડું છું અને એ...'

ગમનો—અરે છે શું? દુર રહે. ખાંપે છે શા માટે? આ પઇસાની થેલી તો મારી છે.

હુસેન—હત-હરામી ચોર!

(એમ કહીને થેલી જોરથી ખેંચી લે છે. અને કજીઓ વધી પડવાથી પોલીસના સીપાઇ બંનેને કોરટમાં લઇ જાય છે.

## અંક ૧ લો—પડદો ૨ જો.

### કાજીનું ઘેર.

કાજી—દસ તો વાગી ગયા. હવે જમીને જલદીથી કોરટમાં કામ પર જવું જોઇએ.

(એટલામાં કડવીબાઇ આવે છે)

કડવીબાઇ—કાજી સાહેબ! મને મારી છોકરીને મલવા બાહારગામ જવાનું છે. આપ મારા વિશ્વાસુ છો તેથી આ પેટીમાં પાચસો મોહર તથા થોડો સામાન છે, તે આપને ત્યાં મુકી જાંઊ છું. જયારે હું પાછી આવીશ ત્યારે તમોને મેહેનતના બદલામાં શકતી મુજબ આપી તે પેટી પાછી લઇ જઇશ.

કાજી—બાઇ! તમારો સામાન અહીંઆ રાખીને સુખેથી જાઓ. ખાત્રીથી સમજજો કે તમારા માલ મત્તાને એક રતી ભાર ધકો પહોચવાનો નથી.

(પેલી બાઇ પેટી મુકીને પોતાને ઘેર જાયછે તો તેની છોકરીને બાહાર ગામથી આવેલી જોઇ તેથી તે પાછી પેટી લે[illegible] કાજી પાસે

ની

કડવીબાઇ—કાજી સાહેબ! મારી છોકરી તો અહીં આ આવી તેથી હવે જવાનું બંધ થયું છે. માટે તે પેટી આપો.

કાજી—બાઇ તું તો ઘેલી થઇ છે. તેં મને પેટી ક્યારે આપી છે? જુઠું બોલનારનું ઘેર લુંટાય એવો આ શેહેરનો કાયદો શું તને માલમ નથી? ચલ, નીકલ—જે રસ્તે આવી તે રસ્તે ચાલતી થા. નહીં તો ધપો મારીને બાહાર કાહાડીશ.

(પેલી બાઇ બિચારી ગાભરી બની ગઇ અને રડતી રડતી મેજીસ્તરેત પાસે ફરિયાદ કરવા ગઇ.

## અંક ૧ લો—પડદો ૩ જો.

### વિજયનગરના રાજાની કચેરી.

વિજયસીંહ મહારાજ—કેમ છોટાલાલ! ગઇ કાલે પેલો ચંદ બારોટ આપણા ઇનસાફાબાદના મેજીસ્તરેત માણેકજીની ન્યાય કરવાની આશ્ચર્ય ઉપજાવે તેવી વાત કરતો હતો તે શું ખરી હશે? જો તેમ હોય તો, મારે ત્યાં જઇ, પરીક્ષા લઇને તેને બક્ષીસ આપવી ઘટે છે.

છોટાલાલ—મહારાજ, તે ખરી વાત છે. આપના રાજ્યમાં એવા અકલવંત માણસો હોવાથી તેમાં આપને અધિક શોભા છે; અને તે માટે આપને ઘણું ખુશી થવા જેવું છે.

**વિજયસીંહ**—બહુ સારૂં. ત્યારે હું આવતી કાલે તે તરફ જઇશ.

(બીજે દહાડે રાજા પોતે એકલો વેશ બદલીને એક વેપારીના લેબાસમાં ઘોડા ઉપર ચઢી ઇનસાફાબાદ તરફ જવા નીકળ્યો. રસ્તે ચાલતાં એક લંગડો બેઠો હતો તે બોલ્યો.

**લંગડો**—ઓ પરોપકારી પુરૂષ! દયા કરીને મને ઘોડા ઉપર બેસાડી ઇન-સાફાબાદની બજાર સુધી લઇ જશો તો પ્રભુ તારૂં કલ્યાણ કરશે.

**વિજયસીંહ**—(દયાલાવીને) ચાલ ભાઇ, સુખેથી બેસ.

(ઇનસાફાબાદના બજારમાં રાજાએ પેલા લંગડાને ઉતરવાનું કહ્યું તેથી લંગડો બોલ્યો.

**લંગડો**—ઉતરવાનું કોને કહેછે? મારો ઘોડો છતાં ઉતરવાનું તું કહેનારો કોણ?

વધારે તકરાર થવાથી સરકારી સીપાઇ આ બંનેને કોરટમાં લઇ ચાલે છે)

---

## અંક ૧ લો—પડદો ૪ થો.

---

### ઇનસાફાબાદમાં માણેકજી માજીસ્તરેતની કોરટ.

બરોબર અગીઆર વાગતાથી કોરટમાં મેજીસતરેટ બેઠક ઉપર બીરાજ્યા અને કામ ચાલવા માંડ્યું. (પ્રથમ પેલા ખાટકી તથા મારવાડીનો કેસ ચાલ્યો.

**મેજીસ્તરેત**—આ કેસમાં વાદી કોણ છે?

— હું વાદી છું.

**અમનો**—સાહેબ ધણી! વાદી તો હું છું.

**મેજીસ્તરેત**—ચુપ રહો-તમે કોઇ ગડબડ કરો નહીં પણ તમારી ખરી હકીકત કહો એટલે ઠીક થશે.

**અમનો**—સાહેબ! હું મારી દુકાને બેઠો હિસાબ લખતો હતો. તે વખત આ ખાટકીએ મારી પાસે આવી તેલ માંગ્યું. હું દુકાનમાંથી તેલ. આપી પાછો લખવા બેઠો. ખાટકી ગયા પછી બાજુમા મુકેલી પઇસાની થેલી જોઉં છું તો ત્યાં મલે નહીં. ખાટકી આવ્યા પછી તે થેલી એ જગોએ હતી. અને તે ગયા પછી કોઇ બીજું માણસ આવ્યું ન હોતું, તેથી મને શક આવ્યો અને તેની પછવાડી દોડી-તેને મલયો, પણ તે કહે 'થેલી તો મારી છે.' વધારે ટંટો થવાથી સીપાઇ અમોને આપનીહજુર મા લાવ્યોછે. આ હકીકતમા હું જરા જુઠું બોલતો હોઉં તો શ્રી ભોળાનાથ મારૂં બુરૂં કરજો. બાપજી ભલા થઇને મારી પઇસાની થેલી અપાવજો.

**હુસેન**—સાહેબ! તેલવાલો સઘળું જુઠું બોલ્યોછે. ખરી હકીકત તો એ છે કે મારી દુકાનના વકરાના પૈસા મારો ચાકર મોજીને મારી પાસે થેલી મુકી ખાવાનું લેવા ઘેર ગયો. પછી આ મારવાડી તેલ આપવા આવ્યો. તે તેલ આપે છે, એટલામાં તો મારા ભાઇની દુકાને મારા મારી થવાથી ત્યા હું મારા ભાઇની મદદે ગયો. પછી તક મલવાથી પેલી થેલી છુંચકીને આં તેલવાલો ચાલતો થયો. મને શક આવવાથી દોડીને રસ્તામાં તેને પકડ્યો અને જોઉં તો તેના હાથમાં

પણ તેણે આપી નહીં અને મારામારી કરવા લાગ્યો; જેથી આપની હજુરમાં આવવાની જરૂર પડી છે. હું ખુદાના કસમ ખાઇને કહું છું કે મેં સઘલી હકીકત સાચે સાચી લખાવી છે.

મેજીસ્તરેત—આ પઇસાની પેલી અહીંઆ રાખવામાં આવે છે. તમોને આવતી કાલે ઇનસાફ મલશે માટે જાઓ તમોને આજે રજા છે.

(પછી બીજો કેસ પેલી બાઇ તથા કાજીનો ચાલ્યો.

ફડવીબાઇ—સાહેબ! હું રાંડીરાંડ મારા ઘેરમાં એકલીજ છું. થોડા દહાડા અગાઉ મારે મારી છોકરીને બોલાવવા બાહારગામ જવાનું હોવાથી આ શેહેરના કાજીને વિશ્વાસુ ગણીને મારી એક પેટી તેને ત્યાં સંભાલી રાખવા મુકી ગઇ હતી, પરંતુ તેજ દહાડે મારી છોકરી આવવાથી બાહારગામ જવાનું બંધ થયું જેથી સદરહુ પેટી લેવાને હું કાજી પાસે ગઇ. કાજી કેવળ ઇનકાર ગયો માટે હું અરજ કરવા આપની પાસે આવી છું આશા છેકે મારી પેટી અપાવશો.

મેજીસ્તરેત—(થોડો વખત વિચાર કરીને) બાઇ! આવતી કાલે સવારના આઠ વાગતે ફરી વખત તું કાજી પાસે જઇને તારી પેટીની ઉઘરાણી કરજે અને પછી તને જે જવાબ મળે તે કાલે આવીને મને કહે જે.

(હવે ત્રીજો કેસ પેલા રાજા તથા લંગડાનો ચાલ્યો )

વીજયસીહ—આજે હું વિજયનગરથી અહીં આવવાને નીકળ્યો. રસ્તામાં આ લંગડાએ ગરીબાઇથી વાહેલ મુખડે શેહેરમાં લઇ જવાની અનત્યાઇથી અરજ કીધી; જેથી મેં તેને ઘોડા

ઉપર બેસાડયો અને શેહેરના ચોકમાં ઉતરવાનું કહયું ત્યારે તે કહેજે "તું ઉતર, ઘોડો તો મારો છે" કલેશ વધવાથી પોલીસે કોરટમાં ઉભા કીધા છે. જો હું અસત્ય બોલ્યો હોઉં તો ઇશ્વર આજ્ઞા છે.

લંગડો—સાહેબ! એ સઘલી વાત જુઠી છે. હું મારા ઘોડા ઉપર બેસીને શેહેરમાં આવતો હતો. રસ્તામાં આ માણસે કહ્યું કે હું થાકેલો છું, માટે મેહેરબાની કરી શેહેરમાં લઈ જશો તે ઉપકાર થશે. મેં ઘોડા ઉપર બેસાડયો અને શેહેરમા આવી ઉતરવાનું કહ્યું, તેટલામાં તે મારામારી કરવા લાગ્યો જેથી અહીં આવવું પડયું છે. જો હું જુઠું બોલતો હોઉં તો મને શ્રી ભગવાન પુછે.

મેજીસ્તરેટ—મુદ્દાનો ઘોડો આજે અહીં રાખવામાં આવે છે, આજે તમોને રજા છે. કાલે ખરેખર વખતસર હાજર થજો.

(મેજીસ્તરેતે પછી પઇસાની થેલી પોતાને ઘેર લીધી અને મુદ્દાના ઘોડાને ઘણા ઘોડાની વચમાં સરકારી તબેલામાં બાંધવાનો હુકમ કીધો ત્યાર પછી કોરટ બંધ થઇ.)



## અંક ૧ લો—પડદો ૫ મો.

### મેજીસ્તરેટ સાહેબનું ઘેર.

**મેજીસ્તરેત**—થેલીમાંના પૈસા પાણીમાં પીવાથી પાણી લાલ થયું અને વળી તે વાસ મારે છે, તેથી ખાત્રી થાય છે કે તે પૈસા પેલા ખાટકીના છે. ચાલ, હવે પેલા કાજીને ઘેર જાઉં અને બીજા નંબરના કેશનો ઇનસાફ આપવાને માટે સાધનો મેલવી રાખું.

(કાજીને ઘેર જાય છે.)

## અંક ૧ લો—પડદો ૬ ઠો.

### કાજીનું ઘેર.

**કાજી**—પધારો મેહેરબાન! આજે આપે મારે ઘેર પધારવાને તસ્દી લીધી તેથી મોટો ઉપકાર માનું છુ

**મેજીસ્તરેત**—મારે ઘણુંજ અગત્યના સરકારી કામને માટે આવતી કાલે બહારગામ જવું છે. તેથી મારા જગોએ કામ ચલાવવાને તમોને હુકમ થયો છે. એ શીવાય મારો ખજાનો, રોકડ, દર દાગીનો વગેરે હું તમોને સોંપી જવાનો છુ. માટે આવતા કાલે કોરટમાં તમો આવજો. જેથી સર્વ લોકોના રૂબરૂ તમોને સોંપીને જઇશ. હવે તો હું જાઉં છું.

**કાજી**—(ઘણો ખુશી થઈને) સારૂં સાહેબ! તસ્દી માફ કરશો, પધારજો સાહેબ!

મેજીસતરેત જાય છે અને પેલી કડવી આવેછે.

**કડવી**—કાજી સાહેબ! મને ગરીબને શા માટે દુઃખ આપોછો? ફરીયાદી કરવાથી શું સારૂં થશે વારૂં? મેહેરબાની કરીને મારી પેટી આપોને!

**કાજી**—(મનમાં) આહા! મેજીસ્તરેતની મોટા પગારની જગ્યા મળી અને વળી મેજીસ્તરેતનો ખજીનો મળશે. કોને ખબરછે કે એ પાછો ક્યારે આવશે. આ બાઈ કદાચ ફરીયાદી કરશે તો બેઆબરૂ થશે અને તેથી મેજીસ્તરેતની જગ્યા પણ મળશે નહી, માટે ચુપચુપ તેની પેટી સોનામોર સાથે આપી દેવી એ ડાહાપણ છે. (ચાસન) બાઈ. સુખેથી તારી પેટી સંભાલીને લઈ જા. લે આ પેટી.

(કડવી પેટી લઈ પોતાને ઘેર જાય છે.

---

## અંક ૧ લો—પડદો ૭ મો.

### માણેકજી મેજીસ્તરેતની કોરટ.

(બીજે દહાડે અગીઆર વાગતે કોરટ શરૂ થઈ, મેજીસતરેત સાહેબ આસીન થયન ખાટકી તથા તેલવાલાનો ચુકાદો આપેછે.

**મેજીસ્ટ્રેટ**—હુકમ કરવામાં આવેછે કે આ પૈસા મને કેટલાક ચોક્કસ કારણોથી જણાયું કે ખાટકીના છે તેથી ત તેને આપ- આવેછે અને તેલવાલાને સો ફટકા મ–

મેજીસ્તરેત—કેમ બાઇ! તને તારી પેટી અસલી હાલતમાં મળી?

બાઇ—હાજી, આપનું પ્રભુ કલ્યાણ કરો.

મેજીસ્તરેટ—બહુ સારૂં; હમણા તું એક બાજુ ઉભી રહે.

(પછી પેલા રાજા તથા લંગડાને ચુકાદો આપે છે.)

મેજીસ્ટરેટ—પ્રથમ આ તમારા ધરમ પુસ્તક બંને જણા હાથનાં લઇને સોગન ખાઓ કે તે ઘોડો અમારો છે.

વિજયસિંહ—હું આ ધરમ પુસ્તક ઉપાડીને કહું છું કે તે ઘોડો મારોછે.

લંગડો—અરે સાહેબ! તેમાં શું? હું પણ આ ધરમ પુસતક હાથમાં લઇને કહું છું કે તે ઘોડા મારો છે.

(ત્યાર પછી મેજીસ્તરેટ સાહેબ એ બંનેને જ્યાં સરકારી તબેલાન પેલા ઘોડાને બાંધ્યો હતો ત્યાં લઇ ગયો)

મેજીસ્ટરેટ—(તબેલામા જઇને) લંગડા! તું તારો ઘોડો ઓળખી કહાડ.

લંગડો—(ઘોડાને હાથ લગાડીને) સાહેબ! આ રહયે. મારો ઘોડો!

(ઘોડો ચમકીને પાછો હઠે છે.

મેજીસ્ટરેટ—(વિજયસિંહને અંદર બોલાવીને) ત્યારે હવે તું તારા ઘોડાને ઓલખી કહાડ.

વિજયસિંહ—(ઘોડાની પીઠે હાથ ફેરવીને) આજ મારો ઘોડો છે.

(ઘોડો ખુશીથી વિજયસિંહના ભણી આવવા લાગ્યો અને ખોંખાર્યો

(ત્યાર પછી સર્વ કોરટમાં આવેછે.)

મેજીસ્ટ્રેટ—(મનમાં) એ તો ખાત્રી થઇ ચુકી કે આ ઘોડો લંગડાનો નથી · કારણ ઘોડાનો પ્રેમ તેનાપર જણાતો નથી (પ્રગટ)

હુકમ કરવામાં આવેછે કે આ ઘોડો વિજયસિંહ તરફ આંગળી કરીને) આ માણસને સોપી લંગડાને પચાસ ફટકા મારીને છોડી મુકવો.

(આ ચુકાદો અપાઇ રહ્યો એટલામાં પેલો કાજી આવ્યો.)

**કાજી**—(મનમાં) હાય બાપ રે! આ તો પેલી રાંડે ફરીયાદી કીધેલી દેખાય છે ત્યારે શું હવે ફજેતી નહી થશે? અરે ફજેતી થયા પછી તો મેજીસ્ટરેટની જગ્યા પણ મળશે નહીં. જેવી ખુદામરજી.

**મેજીસ્ટ્રેટ**—આવો કાજી સાહેબ! તમે મેજીસ્ટરેટનું કામ ચલાવવાને ખરેખર યોગયજ દીસો છો! ! આ બાઇ સરખા નિરાધાર માણસે તમોને વિશ્વાસુ સમજી તમારે ત્યાં કાંઇ જણસ મુકીતે પચાવી પડવાની બુરી દયાનતથી ઉલટી તેને જુઠી પાડવી એ શું 'ચોરી ઉપર શીરજોરી' નથી? ફિટકાર છે તને હજાર વાર! 'રાંકડી રૈયતના ઘરબાર લુંટનાર તારા સરખા કાજીઓ ન્યાય રાજને કશા ઉપયોગી નથી એમ સમજી તને તારી નોકરી પરથી બરતરફ કરવામા આવે છે.

**વિજયસિંહ**—(મનમાં)આહા! મારી ખાત્રી થઇકે તેની ન્યાય કરવાની રીત અજાયબી ઉતપન કરનારી છે. મને તો કશી ગમ પડતી નથી કે તે કયા પુસ્તકના અગર કઇ જુબાનીના આધારે ઇનસાફ આપે છે. આ સઘળા લોકો ગયા પછી મારી ખરેખર હકીકત કહીને તેની ન્યાય રીતિથી વાકેફગાર થઇ તેને યોગ્ય ઇનામ આપી, મારે રસ્તે પડીશ.

(કચેરી બરખાસ થયા પછી શાળામાં ?

વિજયસિંહ—મારે જરા ખાનગીમાં તમારી સાથે પાંચ મિનિટ વાતચીત કરવી છે. માટે જરા થોભશો એવી આશા છે.

મેજીસ્ટરેટ—હું મોટી ખુશીથી રોકાઇશ.

વિજયસિંહ—હું વિજયનગરનો રાજા છું અને આ—

એટલામાં મેજીસ્ટરેટ બેઠક ઉપરથી ઉભા થઇ નમન કરેછે અને રાજાને આસન ઉપર બેસાડેછે.

મેજીસ્ટરેટ—આપના તાબેદારથી અવિવેક થયો હોય તો ક્ષમા કરશો.

વિજયસિંહ—હું તમારી ચમતકારીક ન્યાય કીર્તિ સાંભળીને અહીં તમોને મલવા આવતો હતો. મેં જુબાનીમાં લખાવીયા પ્રમાણે રસ્તામાં હકીકત બની આવી. એતો સઘળું એક બાજુપર રહયુ પરંતુ તમે આ સર્વનો ઇનસાફ કોના આધારે આપોછો તે કહેશો તો હું આશ્ચર્ય પામેલો માણસ બેહદ ખુશી થઇશ,

માણેકજી—કોરટમાંથી ઘેર ગયા પછી પેલી થેલીમાંના પૈસા મેં પાણીમાં ધોયા. તે પાણી લાલ રંગનું અને ખરાબ વાસ મારતું માલુમ પડયું. જો તે પસા તેલવાલાના હોય તો ચીકાશવાલા હોવા જોઇએ; પણ તેમ હતું નહીં તેથી મારી ખાત્રી થઇ કે એ પૈસા ખાટકીના છે.

પેલા કાજીને ઘેર હું ગ[illegible] , તે માત્ર અન્યાઇપારખી કહાડવાની યુકતી [illegible]તી કા[illegible] કહ્યું કે. હું બાહારગામ જવાનો છું, તેથી મારી નીમનોક થઇ છે. કાલે તમોને [illegible]

મારો સર્વ ચાર્જ મળશે. અને તે સાથે મારી મિલકત વગેરે ખજાનો તમોને આપતો જઇશ. હું કાજીને ત્યાંથી ગયા પછી પૈસા બાઇએ કાજીને ઘેર જઇને તેની પેટી માગી તે કાજીએ તુરત આપી; કારણકે તેણે વિચાર કીધો કે જો ફરી યાદી થશે તો મારી ફજેતી થશે અને પછી મેજીસ્તરેટની જગ્યા મલશે નહીં.

તમો અગર લંગડા ઘોડાને ઓલખી કહાડો તેથી ખરો માલેક માલુમ પડે એવો મારો મતલબ નહોતી. પરતું ઘોડા તમરા બંનેમાના કોણને ઓલખો કહાડે છે, એ મારે જાણવાનું હતુ. ઘોડાએ આપાને ઓલખો કહાડયા એટલુંજ નહીં, પરતું તે આપના તરફ પ્રેમથી આવ્યો તેથી મારી ખાતરી થઇકે એ ઘોડાના આપ ખરા માલીક છો.

**વિજયસિંહ**—તમારી આવી ન્યાય કરવાની શુભ રીતથી હું ઘણો ખુશી થાઉ છું. આ ઇનસાફાબાદના વારસીક ઉપજ એક લાખ રૂપીઆની છે. તે તમોને તમારી હઇયાતી સુધી બખશીસ આપું છું.

---

**સમાપત.**

---